## બોધ પાઠ ૨.

# જૈનધર્મ—દયાધર્મ.

આપણુને કોઈ દુઃખ આપે, આપણુને કોઈ મારે, આપણુને કોઈ ગાળો ભાંડે તો આપણુને કેવું લાગે? ઘણું માઠું લાગે. ત્યારે આપણે કોઈ જીવને દુઃખ આપીએ, કોઈ જીવને મારીએ તો તે જીવને પણ માઠું લાગે. માઠું લાગે, તે જેમ આપણુને ગમતું નથી, તેમ આપણે કોઇને માઠું લાગે તેવું કરીએ, તે તેમને કેમ ગમે? એટલા માટે આપણે કોઇને મારવું નહિ, કોઇને હણવું નહિ, કોઇને દુઃખ આપવું નહિ, કોઇને હેરાન કરવું નહિ, કોઇને ગાળો દેવી નહિ અને કોઈ સાથે વેર રાખવું નહિ. જૈનધર્મમાં એમ કહ્યું છે કે સર્વ જીવઉપર દયાભાવ રાખવો; તેથીજ જૈનધર્મનું બીજું નામ દયાધર્મ છે.

### પ્રશ્ન પાઠ ૨.

૧ આપણુને કોઈ દુઃખ આપે તો તે ગમે?

૨ આપણે કયો ધર્મ પાળીએ છીએ?

૩ જૈનધર્મમાં શું કહેલું છે?

૪ જૈનધર્મનું બીજું નામ શું છે?

૫ જૈનધર્મને દયાધર્મ શામાટે કહેછે?

---

## બોધ પાઠ ૩.

# ભગવાન.

શ્રી જિન ભગવાનના વહાલા બાળકો, જેણે સઘળાં પાપ દૂર કર્યાં હોય, તે જૈનધર્મમાં ભગવાન કહેવાય. જેમ ખાણ-

માંથી સોનું ને માટી સાથે નીકળે, પણ માટી દૂર કરવાથી ચોખ્ખું સોનું બાકી રહેછે, તેમ પાપ દૂર કરવાથી જીવ ચોખ્ખો થઈ રહેછે. એવા ચોખ્ખા જીવવાળા મોટા માણસો ભગવાન ગણાય છે. જેમ અંધારૂં જવાથી અજવાળું રહેછે, તેમ અજ્ઞાન દૂર કરવાથી જ્ઞાન પ્રકાશી રહેછે. જે મહાપુરૂષ જ્ઞાનવડે સર્વ જાણી શકેછે તે ભગવાન કેહેવાય છે. જેમ કચરો કાઢી નાખવાથી પાણી ચોખ્ખું થઈ રહેછે, તેમ જે મહાપુરુષો મીઠાં વચનથી સર્વ દુઃખી જીવને શાંતિ આપે છે તે ભગવાન મનાય છે. જેમ ફુલની સુગંધ આસપાસ ફેલાઈ સર્વને ખુશ કરે છે તેમ જે મહાપુરુષોનો જશ સર્વ ઠેકાણે ફેલાઈ બધાને પૂજ્યભાવ કરાવેછે તેઓ જૈનમાં ભગવાન્ તરીકે ઓળખાય છે.

### પ્રશ્ન પાઠ ૩.

૧ ભગવાન કોણ ગણાય?

૨ ભગવાનનાં જ્ઞાન, વચન અને જશ કેવાં હોય?

---

### બોધ પાઠ ૪.

## શ્રી તીર્થંકર ભગવાન્.

ગયા પાઠમાં ભગવાન કેવા હોય એ સંબંધી થોડીક વાત કહી. આ પાઠમાં એવા ભગવાન આ જમાનામાં (૨૪) ચોવીસ થયા. તેમાં પહેલા **શ્રી આદિશ્વર ભગવાન**[1] અને છેલ્લા **શ્રીમહાવીર સ્વામી** થયા. **શ્રીમહાવીર સ્વામી ભગવાન** આજથી ૨૪૩૨ વર્ષ પર હતા. તેઓએ પોતાનાં સઘળાં પાપ દૂર કર્યાં તેથી પૂર્ણ પવિત્ર થઈ ગયા. વળી અજ્ઞાન જવાથી તેઓ

૧ શ્રી ઋષભદેવ ભગવાન એમ બીજા ધર્મવાળા પણ કહે છે.

જ્ઞાની થયા, અસત્ય જવાથી સત્યવાદી,[1] અને વગર સ્વાર્થે સર્વનું ભલું થાય એવો ઉપદેશ આપવાથી લોકપ્રિય ગણાતા હતા, એટલે કે તેઓને સર્વ જીવો સન્માન આપતા હતા. પાપ, અજ્ઞાન, જૂઠ, અને કોઇ જીવને કંઈ પણ દુઃખ આપવાનું બંધ કરીએ તો તે-ઓનાજેવા આપણે પણ થઇએ. કારણ કે **શ્રીમહાવીર સ્વામી ભગવાનના** સઘળા સાધુ, સાધવી, શ્રાવક અને શ્રાવિકાઓ તે ધર્મ બાળકો છે. માટે આપણે પણ તેમને પગલે ચાલતાં આપણા પિતાશ્રી **વીર પરમાત્મા** જેવા થઇએજ થઇએ.

### પ્રશ્ન પાઠ ૪.

૧ આ જમાનામાં કેટલા ભગવાન થયા ?
૨ પહેલા અને છેલ્લા ભગવાન કોણ કોણ થયા ?
૩ શ્રી **મહાવીર** સ્વામી કયારે થયા ?
૪ તેઓ કેવા હતા ?
૫ આપણે પણ તેઓના જેવા થઈ શકીએ કે નહિ અને તે કેવી રીતે ?

---

### બોધ પાઠ ૫.

## સૂત્રો.

શ્રી તીર્થંકર ભગવાને સર્વ પ્રાણીને હિત થાય એવો બોધ આપ્યો. તેમના શિષ્યોએ[2] તે હિત કરનારા બોધને બરોબર સાંભળી, સમજી ધ્યાનમાં રાખ્યો. અને તેમાંથી નાના પણ મોટા અર્થવાળાં વાકયો રચ્યાં. એ વાકયોના જથ્થાને સૂત્રો[3] કહેવામાં આવે છે. એવાં સૂત્ર હાલ પિસ્તાળીશ છે. આમ શ્રી તીર્થંકર મહારાજના બોધને સૂત્રરૂપમાં જે શિષ્યો ગોઠવે, તે શ્રી

---

૧ સત્યને ચાહનાર; યથાર્થવાદી. ૨ ચેલાઓ. ૩ સૂત્ર એટલે નાના અને ગંભીર અર્થવાળાં વાકયો.

ગણધર મહારાજ કહેવાય. **શ્રીગણધર** મહારાજ ભગવાનના મુખ્ય[1] શિષ્યો ગણાય. **શ્રી ગૌતમસ્વામી, શ્રીસુધરમાસ્વામી** વગેરે, **શ્રીવીર** ભગવાનના અગીયાર ગણધરો હતા.

### પ્રશ્ન પાઠ ૫.

૧ શ્રી ગણધર મહારાજ તે કોણ?
૨ શ્રી મહાવીર સ્વામીના કેટલા ગણધર હતા.
૩ શ્રી ગણધર મહારાજ શું કરે છે?
૪ સૂત્રો કેટલાં છે?
૫ સૂત્રો એટલે શું!

---

### બોધ પાઠ ૬.

## કર્મનો કાયદો.

**શ્રી વીર** ભગવાનના વહાલા પુત્રો, જૈનધર્મમાં એવું કહેવામાં આવ્યું છે કે, આપણને જે દુઃખ થાય છે તે આપણે અગાઉ કરેલાં ભૂંડા કર્મનું પરિણામ[2] છે. આપણને જે સુખ થાય છે તે આપણે [3]પૂર્વે કરેલાં સારાં કર્મનું ફળ છે. આમ આખા જગતના સર્વ જીવો પોતાના કર્મ પ્રમાણે સુખ-દુઃખ ભોગવે છે. એ ઉપરથી કર્મનો કાયદો એવો ઠરે છે કે "જેવું કરીએ તેવું પામીએ."[4]

### પ્રશ્ન પાઠ ૬.

૧ આપણને સુખ શાથી મળે છે?
૨ આપણને દુઃખ શાથી મળે છે?
૩ કર્મનો કાયદો શું છે?
૪ જગતમાં કોઈ સુખી અને કોઈ દુઃખી છે તેનું શું કારણ?

---

૧ મોટા. ૨ ફળ. ૩ અગાઉ. ૪ મેળવીએ.

### બોધ પાઠ ૭.

## જન્મવું અને મરવું.

જીવ મરતો નથી પણ શરીર બદલે છે, માટે શરીરના જન્મવાને, ભૂલથી જીવ જન્મે છે એમ કહીએ છીએ. વારંવાર જન્મવાને પુનર્જન્મ કહે છે. શરીરના મરવાને ભૂલથી જીવ મરે છે, એમ કહીએ છીએ. આવી આવી ભૂલ અજ્ઞાનથી થાય છે, અને જો એ અજ્ઞાન ટળી જાય તો આપણે જીવને ખરા સ્વરૂપમાં ઓળખી શકીએ, એટલે કે જન્મવા અને મરવામાં થતાં દુઃખથી છૂટી આપણે અમર થઈએ. અમર થવું એટલે હમેશાં જીવતા રહેવું.

### પ્રશ્ન પાઠ ૭.

૧ જન્મે-મરે કોણ છે?
૨ આપણે જન્મીએ-મરીએ છીએ એમ શાથી જણાય છે?
૩ પુનર્જન્મ કોને કહે છે?
૪ જન્મવું-મરવું એ કયારે ટળે?
૫ અમર થવું એટલે શું?

---

### બોધ પાઠ ૮.

## જીવ અને કર્મ.

**પ્રિય વીર બાળકો,** આજે આપણે જીવ અને કર્મ[1] સંબંધી વાત કરીએ. આપણું શરીર જે આપણે દેખીએ છીએ તે જીવ નથી. જીવ તો આ શરીર છે, આ ઘર છે, એવું જે જાણે તે જીવ છે. તે છતાં શરીર હું એવું ખોટું સમજાય છે માટે શરી-

૧ પ્રભુ કર્મને વિષે દેખે છે.

રને હું સમજી–મન, વચન અને કાયાથી જેટલી ક્રિયા કરવામાં આવે તે બધાં કર્મ છે. આવાં કર્મથી જીવને સંસારમાં ફરી ફ-રીને રખડવું પડે છે. જન્મ અને મરણનાં દુઃખો ખમવાં પડે છે. જીવને બદલે શરીરને ભૂલથી હું સમજી કંઇ પણ કામ કરતાં જે આપણાથી ન દેખાય એવો મેલ ચડે છે તે પણ કર્મનાં પરમાણું[1] છે. આ છેલ્લા કર્મનાં પરમાણું એવાં ઝીણાં છે કે તેને શ્રી ભગવાનજ દેખી શકે આપણાથી દેખાય નહિ.

## પ્રશ્ન પાઠ ૮.

૧ જીવ એટલે શું?

૨ કર્મ એટલે શું?

૩ કર્મ કયારે લાગે છે?

૪ કર્મનાં ઝીણાંમાં ઝીણાં રજકણો કોનાથી દેખાય અને કોનાથી ન દેખાય?

---

## બોધ પાઠ ૯.

# જીવને કર્મ કેમ ન લાગે?

વહાલા વીરના બાળકો અને બાળાઓ, જ્યારે આપણને આ દેખાય છે એવા શરીરને હું ન સમજી, એ શરીરને જે દેખે છે, એવા જીવને કે ચેતનને, કે જ્ઞાનનેજ હું સમજી–મન, વચન અને કાયાથી કંઈ પણ કરીએ ત્યારે આગળ કરેલાં કર્મ ભોગવાઈ જાય એટલુંજ નહિ, પણ નવાં કર્મ પણ આપણને ન લાગે. આમ આપણે હરહમેશ જ્ઞાનનેજ હું સમજી વર્તીએ, તો છેવટે

---

૧ ઝીણાં ઝીણાં રજકણ.

આપણે જેના ધર્મ બાળકો છીએ, તેવા થઇએ એટલે શ્રી વીર-પરમાત્માની પેઠે આપણે પણ કર્મને જીતી મુક્તિ[1] પામીએ.

### પ્રશ્ન પાઠ ૯.

૧ શું સમજવાથી આપણને કર્મ ન લાગે?
૨ જ્ઞાન કે ચેતન તેજ હું એવા જ્ઞાનથી શું થાય?
૩ આપણા ધર્મ પિતા શ્રી વીર જેવા આપણે કેમ થઈ શકીએ?
૪ જીવ એટલે શું?
૫ આ શરીર છે એવું કોણ જાણે છે?

---

### બોધ પાઠ ૧૦.

## પુણ્ય અને પાપ.

જેવું બીજ વાવીએ તેવાં ફળ ઉગે. નઠારાં બીજનાં નઠારાં ફળ થાય અને સારાં બીજનાં સારાં. ભૂંડાં કર્મ વાવવાથી[2] આપણને જે દુઃખ થાય તે પાપ. અને સારાં કર્મ કરવાથી આપણને જે સુખ થાય, તે પુણ્ય. પાપથી દુઃખ થાય છે અને પુણ્યથી સુખ. પાપથી થતાં દુઃખ ધીરજથી સહન કરવાથી પાપ ખપી જાય છે, અને પુણ્યથી થતાં સુખ ભોગવતાં ભોગવતાં પુણ્ય પણ ખપી નાશ પામે છે. પરંતુ જીવને હું સમજવાથી જ્ઞાન એજ હું, એમ સમજાય છે. આમ પોતાને જ્ઞાન સમજતાં જે સુખ થાય છે, તે સુખનો નાશ થતો નથી એટલુંજ નહિ, પરંતુ તે એક સરખું હમેશાં સુખ, સુખ અને સુખજ રહ્યા કરે છે. આવા સુખને જૈનશાસ્ત્રમાં અવ્યાબાધસુખ એટલે કે જે સુખમાં

---

૧ મુક્તિ વિષે આગલા પાઠમાં આવશે: મુક્તિ એટલે કર્મથી છૂટવું. ૨ કરવાથી.

કોઇપણ, જાતની હરતક ન આવે એવું સુખ કહે છે. એ સુખનેજ અનંત[1] આનંદ કહે છે.

### પ્રશ્ન પાઠ ૧૦.

૧ પાપ એટલે શું?
૨ પુણ્ય એટલે શું?
૩ પુણ્ય-પાપ શાથી ખપી જાય છે?
૪ અનંત આનંદ તે શું?
૫ અવ્યાબાધ સુખ તે શું?

---

### બોધ પાઠ ૧૧.

## સ્વર્ગ અને નરક.

વહાલાં બાળકો, હું તમને સ્વર્ગ ને નરકની વાત સમજાવું. આ સંસારમાં સ્વર્ગ એ જીવની ઉંચી ગતિ[2] છે. અને નરક એ નીચી ગતિ છે. અહીંઆં જે ઘણાં સારાં કર્મ કર્યાં હોય તેનો બદલો સ્વર્ગમાં મળે છે. અહીંઆં જે ઘણાં ભૂંડાં કામ કર્યાં હોય તેનો બદલો નરકમાં મળે છે. સ્વર્ગમાં સુખ મળે છે અને નરકમાં દુઃખ. જે ઇચ્છા કરીએ તે મળે, એવું સ્વર્ગમાં હોય છે, અને જે ઇચ્છા કરીએ તેથી ઉલટું થાય એવું નરકમાં હોય છે. સારાં કામ કરીએ તો સ્વર્ગે ચડીએ અને ભૂંડાં કામ કરીએ તો નરકમાં પડીએ.

### પ્રશ્ન પાઠ ૧૧.

૧ ઉંચ ગતિ કઇ?
૨ નીચ ગતિ કઈ?

---

૧ છેડાવગરનો. ૨ સ્થિતિ.

૩ સારાં કામનો બદલો ક્યાં મળે છે?
૪ ભૂંડાં કામનો બદલો ક્યાં મળે છે?
૫ જેવી ઇચ્છા થાય તેવું ક્યાં મળે છે?
૬ તરસ કે ભૂખ લાગી હોય તો નરકમાં શું થાય અને સ્વર્ગમાં શું થાય?
૭ સ્વર્ગે કોણ ચડે અને નરકમાં કોણ પડે?

---

બોધ પાઠ ૧૨.

## મુક્તિ.

વહાલા **વીર બાળકો**, હવે આપણે કંઈક મુક્તિ વિષે વાત કરીએ. આપણને કોઈ અંધારા ઓરડામાં પૂરી મૂકે અને તેમાં માત્ર બે ત્રણ બાકોરાંમાંથી સહેજ અજવાળું આવતું હોય તો આપણે કેવા પરવશ થઈ મુંઝાઇ મરીએ! પણ તેમાંથી કોઇ રીતે છૂટા થઇ બહાર આવીએ તો આપણને કેવી નિરાંત વળે! ચંદ્ર અને સૂરજના પ્રકાશથી આપણે કેટલા બધા ખુશી થઇએ! જગત્‌માં છૂટા હોવાથી આપણે કેટલું બધું સુખ પામીએ! એમજ આપણે શરીરરૂપી ઓરડામાં ગોંધાઇ મરીએ છીએ અને આંખ-કાન જેવાં એક બે બાકોરાંમાંથી આપણે જગત્‌માંનું કેટલું થોડું જોઇ જાણી શકીએ છીએ? તેની ખરી ખબર તો ત્યારેજ પડે કે શરીરરૂપી અંધારા ઓરડામાંથી નીકળી મુક્તિના હમેશના પ્રકાશમાં આવીએ. મુક્તિમાં જીવ, કર્મથી અને શરીરથી છૂટો રહે છે. તે કેવલ ચેતનરૂપ, જ્ઞાનરૂપ અને જ્યોતિરૂપ એટલે પ્રકાશરૂપ હોય છે.

પ્રશ્ન પાઠ ૧૨.

૧ મુક્તિ એટલે શું?

૨ અંધારો ઓરડો એટલે શું ?
૩ બે ત્રણ બાકોરાં તે શું ?
૪ જગત્‌માં છૂટા રહેવું એ શું ?
૫ જીવે કર્મ અને શરીરથી છૂટા રહેવું એ શું ?
૬ કેવલ ચેતનરૂપ, જ્ઞાનરૂપ અને પ્રકાશરૂપ કોણ હોઈ શકે ?

---

## બોધ પાઠ ૧૩.

## દયા.

મહાદયાળુ **વીર** પ્રભુના પ્રિય બાળકો, આજે હું તમને પ્રભુની દયા વિષે કંઇક વાત કરૂં. પારકાના દુઃખ ટાળવા પોતાના સુખને પણ છોડવા તૈયાર થવું એનું નામ દયા. માતા જેમ પોતે દુઃખ વેઠીને પોતાનાં બાળકોને સુખ આપે છે, તેમ પ્રભુ થવાની ઇચ્છા રાખનાર મહાપુરૂષ પોતે દુઃખ વેઠીને જગત્‌ના સર્વ જીવોને સુખ થાય એવું કરે છે.[1] પોતે મહા દયાળુ થઈ જિન ભગવાન થાય છે એટલુંજ નહિ પરંતુ સર્વ મનુષ્યને તેવી દયા કરવા બોધ આપે છે. જૈનધર્મમાં સર્વ જીવ ઉપર દયા કરવી એ વાત મુખ્ય છે. દયા એ મોટામાં મોટો ધર્મ છે.[2] એવું બીજા ધર્મવાળા પણ માન્ય રાખે છે, પણ જ્ઞાનમાં અને ક્રિયામાં જૈનોની દયા આખા જગત્‌માં શ્રેષ્ઠ કહેવાય છે. દયા એ ધર્મનું મૂળ છે. આખા જગત્‌નું કલ્યાણ દયા પાળવાથી થઈ શકે છે. આપણામાં બરોબર દયા હોય તો એની મેળે સાચું બોલાશે, પ્રામાણિક રહેવાશે, સારી ચાલે ચલાશે, અને વાજબી હોય તેટલું ધન મેળવવામાં સંતોષ પણ રહેશે.

---

૧ " સવિજીવ કરૂં શાસન રસી, ઈસિ ભાવ દયા મન ઉલ્લસી, લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું." ભગવાન, પોતે ભગવાન થયાની અગાઉ આવી ભાવના કરે છે. ૨ **अहिंसा परमो धर्मः**

### પ્રશ્ન પાઠ ૧૩.

૧ દયા એટલે શું?
૨ પ્રભુની દયા કેવી હોય છે?
૩ આપણે પ્રભુ જેવા થવા કેવી દયા રાખવી જોઇએ?
૪ ધર્મનું મૂળ શું?
૫ બીજા ધર્મવાળા શું માને છે?
૬ જૈનોની દયા સર્વમાં શ્રેષ્ઠ શાથી ગણાય છે?

---

### બોધ પાઠ ૧૪.

## આચાર.

### દિનકૃત્ય.

વહાલાં બાળકો, સવારથી સાંજ સુધી આપણે શું શું કરવું તે તમને ટુંકામાં કહી સમજાવું. સવારમાં ઉઠી "नमो अरिहंताणं" એ પદ બોલવું. એનો અર્થ એ કે "સર્વ કર્મને જીતનાર શ્રી અરિહંત ભગવાનને નમસ્કાર થાવ". પછી માબાપને પગે લાગવું, પછી દેહરે જઈ પ્રભુનાં દર્શન કરવાં, ત્યારપછી માબાપની રજા લઈ નિશાળે જવું, ત્યાં ગુરૂને પગે લાગી[1] વિદ્યા ભણવી. રાત્રે પણ સુતી વખતે "नमो अरिहंताणं" બોલી તેનો ઉપર કરેલો અર્થ વિચારી સુઇ જવું.

જમતી વેળા ચોખ્ખું અન્ન, જેટલી ભૂખ તેટલું ખાવું વધારે ખાવું નહિ. પાણી પણ ગાળીને પીવું. શરીર અને લૂગડાં ચોખ્ખાં રાખવાં. રસ્તે જોઇને પગ મૂકવો અને વિચારી વેણ બોલવું.

મનથી સર્વનું ભલું ચહાવું. મુખે મીઠાં અને સાચાં વેણ બોલવાં અને શરીરે થોડી પણ કસરત કરવી.

---

૧ શ્રેણિક રાજાનો વિનય ગુરૂઉપર કહેવો હતો એ વાત શિક્ષકે સમજાવવી.

### પ્રશ્ન પાઠ ૧૪.

૧ સવારે ઉઠીએ ત્યારથી તે રાત્રે સુઈ જઈએ ત્યાંસુધી શું શું કરવું ?
૨ માબાપ અને ગુરૂનું કેવી રીતે સન્માન કરવું ?
૩ મન, વચન ને કાયાને કેમ સારાં રાખવાં ?
૪ " **नमो अरिहंताणं** " એ કયારે કયારે બોલવું અને તેનો અર્થ શો ?

---

# ખંડ ૨ જો.

### બોધ પાઠ ૧૫.

## શ્રદ્ધા.

**શ્રી વીર** પ્રભુનાં બાળકો, આજે આપણે કંઇ શ્રદ્ધા વિષે વાત કરીએ. આપણને જેટલું જ્ઞાન છે, તેના કરતાં આપણાં માતાપિતાને વધારે જ્ઞાન છે. એટલા માટે તેમના વચનમાં વિશ્વાસ રાખવો એ શ્રદ્ધા કહેવાય. આપણા માબાપ કરતાં ગુરૂમાં વધારે જ્ઞાન હોય છે, માટે તેમનું કહેવું માન્ય કરવું એ શ્રદ્ધા કહેવાય છે. ગુરૂમહારાજ કરતાં પ્રભુ તો અનંતગણા જ્ઞાની છે. માટે તેમની આજ્ઞા માથે ચડાવવી એ શ્રદ્ધા કહેવાય. શ્રદ્ધાને જૈનશાસ્ત્રમાં **સમ્યગ્દર્શન** કહે છે.

### પ્રશ્ન પાઠ ૧૫.

૧ શ્રદ્ધા કોને કહેવી ?
૨ શ્રદ્ધા કયાં કયાં રાખવી ?
૩ સમ્યગ્દર્શન તે શું ?

---

## બોધ પાઠ ૧૬.

# શ્રાવક.

**શ્રી વીરનાં** વહાલાં બાળકો, આજે આપણે શ્રાવક સંબંધી કંઇક વાતચીત કરીએ.

આપણે શ્રાવક છીએ માટે આપણા વિષે જાણવાની ઘણી જરૂર છે. જે માણસ શ્રી જિનેશ્વર ભગવાને સર્વ જીવના હિતને માટે કરેલા બોધને સાવધાન રહી[1] સાંભળે તે માણસ શ્રાવક ગણાય. તેઓના [2]નિઃસ્વાર્થ વેણમાં[3] શ્રદ્ધા રાખે, અને યથાશક્તિ[4] તેમની આજ્ઞાને માથે ચડાવી વર્તે તો તે બધા શ્રાવક ગણાય.

શ્રી જિનેશ્વર ભગવાનની દેશનામાં[5] દેવતા, માણસ અને તિર્યંચ એટલે પશુ પક્ષી, વગેરે ઘણાક હોય, અને જે પ્રભુના વેણને શ્રવણ કરે[6] તે બધા શ્રાવક કહેવાય. આ ઉપરથી ચોખ્ખું સમજાશે કે કોઇપણ માણસ, પછી તે ગમે તે જાતનો હોય તોપણ જો જિનભગવાનનાં વચન સાંભળી તેમાં શ્રદ્ધા રાખે તો તે શ્રાવક ગણાય. શ્રાવકને ઘર-બાર; છૈયાં-છોકરાં; ધન-દોલત બધું હોય, તે છતાં પ્રભુએ જે શ્રાવકના ધર્મ કહ્યા હોય તે પ્રમાણે વર્તવાનો ખપ કરે.[7]

## પ્રશ્ન પાઠ ૧૬.

૧ શ્રાવક કોણ ગણાય?

૨ શ્રાવક કોણ થઇ શકે?

૩ શ્રાવકને સંસારમાં શું શું હોય?

---

૧ ધ્યાન આપી. ૨ આપણાં બધાનું ભલું થાય અને પોતાને કંઇપણ સ્વાર્થ ન હોય તેવું. ૩ વચન બોધમાં. ૪ શક્તિ પ્રમાણે. ૫ ઉપદેશ આપતી વખતે. ૬ સાંભળે. ૭ ચીવટ રાખે.

## બોધ પાઠ ૧૭.

# દેવ, ગુરૂ અને ધર્મ.

**શ્રી વીર** પ્રભુના વહાલા પુત્ર અને પુત્રીઓ, આપણા દેવ કોણ, આપણા ગુરૂ કોણ અને આપણો ધર્મ શું ? એ વિષે આપણે આજે કંઇક સમજીએ.

અઢાર દોષોને જીતવાથી જેમાં અનંત ગુણો પ્રગટી રહે છે, તેવા શ્રી જિન ભગવાન તે આપણા દેવ છે.

ઘર-બાર; બૈરી-છોકરાં; ધન-દોલત; સગાં-વહાલાં સર્વેને છોડી આ સંસારમાં જે મહા પુરૂષો ઉપર કહેલા શ્રી જિન ભગવાનની આજ્ઞાને માથે ચડાવી, સાધુ મહારાજનો જે ધર્મ માર્ગ, તેમણે કહ્યો છે, તે પ્રમાણે વર્તી,[1] આપણા કલ્યાણને માટે શ્રી જિન વાણીનો[2] ઉપદેશ આપે તે સાધુ મહારાજ આપણા ગુરૂ છે.

શ્રી જિન ભગવાને બતાવેલો દયામય ધર્મ તે આપણો ધર્મ છે.

આમ શ્રી જિન ભગવાન્ એ દેવ, સાધુમહારાજ એ ગુરૂ, અને શ્રી જિન ભગવાને બતાવેલી સર્વ જીવપર દયા કરવી એવો ધર્મ, એ ત્રણેમાં જે શ્રદ્ધા અને પક્કો વિશ્વાસ રાખવો તેનું નામ વ્યવહારમાં **સમ્યક્ત્વ** કહેવાય. સમ્યક્ત્વ એટલે સાચી શ્રદ્ધા.

## પ્રશ્ન પાઠ ૧૭.

૧ આપણા દેવ કોણ ?
૨ આપણા ગુરૂ કોણ ?
૩ આપણો ધર્મ શો ?
૪ વ્યવહારમાં **સમ્યક્ત્વ** કોને કહે છે ?

---

૧ ચારિત્ર પાલી. ૨ શ્રી જિન ભગવાનની વાણીનો.

## બોધ પાઠ ૧૮.

# શ્રાવકની ફરજો.[1]

વહાલા બાળકો, આપણી શ્રાવક લોકની શી શી ફરજો એટલે જરૂર કરવાનાં કામો છે તે વિષે વાત કરીએ.

૧ આપણે નિત્ય ઉઠતાં અને સૂતાં, તેમજ કોઇ સારૂં કામ કરતાં "**नमो अरिहंताणं**" પદ બોલી પ્રભુને સંભારવા જોઇએ. અને દેવપૂજા પણ રોજ કરવી જોઇએ.

૨ કંઇક ને કંઈ નવું જ્ઞાન આપણે રોજ મેળવવું જોઇએ.

૩ આપણે નિત્ય ગુરૂની અને માબાપની સેવા કરવી જોઇએ.

૪ આપણે ઘેર આવેલા પરોણાઓની આગતા સ્વાગતા કરવી જોઇએ.

૫ ભૂખ્યાને અન્ન, તર્ષ્યાને પાણી આપવું. અને આપણે સર્વ ઉપર દયાળુ રહેવું જોઇએ.

ટૂંકામાં શ્રી જિન દેવની ભક્તિ, જિન ધર્મનું જ્ઞાન, ગુરૂનો અને માબાપનો વિનય, ઘેર આવેલા ઉપર ઉદારતા, અને સર્વ જીવપર દયા. એ ઉત્તમ ગુણો ધારણ કરવા જોઇએ.

## પ્રશ્ન પાઠ ૧૮.

૧ શ્રાવકની શી શી ફરજો છે?

૨ ટૂંકામાં શ્રાવકના પાંચ ઉત્તમ ગુણનાં નામ આપો.

---

૧ ધર્મો, કર્તવ્યો; Duties.

# ખંડ ૩ જો.

## બોધ પાઠ ૧૯.

## નીતિ.

પ્રિય બાળકો, આજે આપણુને ઉપયોગી નીતિ કઈ તે વિષે આપણે કંઇક વાત કરીએ. જે ખરૂ-ખોટું, સારૂ-નરસું સમજી, ખરે કે સારે રસ્તે ચાલવું એ નીતિ છે. નીતિથી ચાલનાર માણુસ આ લોકમાં[1] અને પરલોકમાં[2] સુખી થાય છે. નીતિ એજ ધર્મનો પાયો છે, એટલા માટે જે જે ધર્મમાં નીતિ ઉત્તમ, તે તે ધર્મની રચના[3] પણ ઉત્તમ હોય છે. કેટલાક નીતિના માર્ગ એવા છે કે આ લોકમાં આપણા વર્તનમાં આપણુને અડચણ ન આવે, અને બીજા જન્મમાં આપણુને ઉંચ ગતિએ પહોંચાડે:—

### નીતિના નિયમો.

| | |
|---|---|
| ૧ કોઇને દુઃખ દેવું નહિ. | ૨ સાચું બોલવું. |
| ૩ પ્રમાણિક રહેવું. | ૪ બોલેલું પાળવું. |
| ૫ ઉદ્યોગી થવું. | ૬ વિનયવાન થવું. |
| ૭ પવિત્ર રહેવું. | ૮ ન્યાયી થવું[4] |
| ૯ સારાં કામમાં હિંમતવાન થવું. | ૧૦ સંતોષી બનવું. |
| ૧૧ વિવેકી થવું.[5] | ૧૨ સુશીલ રહેવું.[6] |

## પ્રશ્ન પાઠ ૧૯.

૧ નીતિ તે શું?
૨ નીતિ પાળવામાં લાભ શો?
૩ નીતિના નિયમો કહો?

---

૧ આ જન્મમાં. ૨ બીજા જન્મમાં. ૩ બાંધણી; બીલ્ડીંગ. ૪ સાચો પક્ષ ગ્રહણ કરવો. ૫ સાચું ખોટું તપાસવું. ૬ સારા આચાર પાળવા.

## બોધ પાઠ ૨૦.

# નીતિ વર્તનથી[1] લાભ.

૧ કોઇને દુઃખ ન દેવાથી આપણુને દુઃખ આવતું બંધ થાયછે.

૨ સાચું બોલવાથી, આપણા વચન પ્રમાણે જગત્માં બનાવો બને છે.

૩ પ્રમાણિક રહેવાથી, આપણે મેળવેલું સુખે ભોગવાય છે.

૪ બોલેલું પાળવાથી, લોકોનો આપણાપર વિશ્વાસ બંધાય છે.

૫ ઉદ્યોગી રહેવાથી, આપણુને ધન, ધાન્ય, વસ્ત્ર, વગેરે સુખેથી મળી રહે છે.

૬ મોટાનો વિનય રાખવાથી, લોકોમાં આપણી કીર્તિ વધે છે, અને આપણી બીજા અદબ રાખતા શીખે છે.

૭ મન, વચન અને કાયાવડે કોઇને દુઃખ ન આપવાથી આપણુને મનમાં શાંતિ, વચનમાં પ્રિયતા,[2] અને કાયામાં સુખ આવી મળે છે.

૮ ન્યાયી થવાથી સારા લોકોનો સમાગમ વધે છે. અને નઠારા લોકો આપણાથી બીહતા રહે છે અને ફરીથી ભૂંડું કરતાં પણ ડરે છે.

૯ સારા કામમાં હિંમતવાન રહેવાથી આપણા બીજા સદ્-ગુણો પણ વધારે વધારે બહાર આવતા જાય છે.

૧૦ સંતોષી બનવાથી, ચિંતા-અશાંતિ કે ઉત્થલપાથલ થતી નથી.

૧૧ વિવેકી થવાથી દિવાની પેઠે સાચું,-ખોટું; સારૂં-નરસું, જલદીથી ઓળખાઈ જાય છે.

---

૧ વર્તન એટલે વર્તવું, ચાલવું, પાળવું. ૨ મધુરતા, મીઠાશ.

૧૨ સુશીલ રહેવાથી, આપણા સદ્ગુણનો આપણને તુરત લાભ મળે છે. અને બીજા લોકો આપણને જોઈ જલદી તેવા થવાનું શીખે છે.

---

## પ્રશ્ન પાઠ ૨૦.

૧ નીતિના પ્રત્યેક નિયમોના લાભ ગણાવો ?

## લાલન ગ્રથિત દૃષ્ટાંતમાળા.

# સંસાર કેવો છે ?

### પુષ્પ ૧૫.– મધુબિંદુ[1].

એક ઘણા અંધારા કુવામાં એક માણસ કુવાને મથાળે આવેલા વડના ઝાડના એક ડાળામાંથી અંદર લટકતી બે વડવાઇને પકડી રહેલો માલૂમ પડતો હતો. આ કુવામાં પાણીની સપાટીપર ચાર મોટા અજગરો[2] કુંફાટા મારી મારી હરઘડી કુવાની હવાને ઝેરી કરી મૂકતા હતા. જે બે વડવાઇઓને આ માણસ પકડી લટકી રહ્યો હતો, તેને એક કાળો અને બીજો ધોળો એવા બે ઊંદરો રાત્રદિવસ કરડી રહ્યા હતા. જે ડાળામાંથી આ વડવાઇઓ લટકતી હતી તે ડાળાને એક હાથી પોતાની સુંઢમાં ઝાલી મરડી ભાંગી નાખતો હોય એમ દેખાતો હતો. આજ વડવાઇઓની વચ્ચે એક મધપુડો હતો. તે ઉપરની મધમાખીઓ ઉઠી ઉઠી ડંખ મારી રહી હતી. કુવામાં આવેલા માણસને હવે જે કંઈ સુખ તેમ છતાં મળતું હતું તે એ હતું કે પેલા મધપુડામાંથી થોડે થોડે વખતે મધનું એક એક ટીપું ટપકી બરોબર તેના મુખમાં પડતું હતું. આ મધનાં ટીપાં પીવાના રસમાં તે એવો તો ગુલતાન જણાતો હતો કે તેની આસપાસ આવેલાં આવાં ભયંકર દુઃખની તેને ખબર પણ હોય એવું જણાતું ન હતું.

આવામાં કોઈ મુનિરાજ તે કુવા પાસે આવી ચડ્યા, કેટલેક અંતરે મળતાં મધના માત્ર થોડાંક ટીપામાં લલચાયલા આ માણસને મહા દુઃખમાં જોઈ તે સાધુમુનિરાજને ઘણી દયા આવી. કારણ કે સાધુઓ હમેશા નિષ્કારણ બંધુઓ હોયછે.[3]

હવે સાધુ મહારાજે આ માણસને ઉપદેશ આપવા માંડ્યો કે તું કુવામાં પડ્યો છે, વળી તે કુવો અંધારો છે, કુવામાં મોટા

---

૧ મધનું ટીપુ. ૨ સર્પો. ૩ નિષ્કારણ બંધુ એટલે વગર મતલબે મિત્રની પેઠે કામ કરનાર. A disinterested friend.

ચાર સર્પો છે. તે કુવાની હવાને ઝેરી કરી મૂકેછે એટલુંજ નહિ, પણ જો તું અહીંથી નીચે પડ્યો તો એ ચાર અજગરો તને ગળી જશે. વળી તું એમ સમજતો હોઇશ કે મેં આ વડવાઈ પકડી રાખી છે. માટે પડવાની ધાસ્તી નથી, તો તે પણ ખોટું સમજજે. કારણ કે જરા કાન દઇને સાંભળ; એજ વડવાઇઓને કાળો ધોળો એવા બે ઊંદરો રાત્રદિવસ કરડી કાપી રહ્યા છે, એટલુંજ નહિ પણ આ વડનું ડાળું જેમાંથી લટકતી વડવાઇઓ તું પકડી રહ્યો છે, તે ડાળાને એક મદોન્મત્ત હાથી મરડી ભાગી નાખે છે. માટે તું આ ત્રણ રસીવાળા દોરડાને પકડી બહાર આવ અને માત્ર આ મધનાં થોડાંક ટીપામાં મોહપામી આ ભયંકર દુઃખને ભૂલી ન જા. કારણ કે જો ડાળું તૂટ્યું કે વડવાઈ કપાઈ તો આ મહાદુઃખમાં તારા મધનાં ટીપાં જેટલું સુખ છે તે ક્યાંએ જતું રહેશે. એટલુંજ નહિ પરંતુ તું આ કુવાના ઊંડા પાણીમાં પડી ડુબી મરીશ. અત્યારસૂધી મધુબિંદુના થોડાક સુખમાં લલચાયલો આ માણસ પોતાની હાલત બીલકુલ સમજતો નહિ હતો. તે જેમ જેમ દયાળુ મુનિરાજ કહેતા ગયા તેમ તેમ પોતાની આસપાસ જોવા લાગ્યો. તે છતાં આ એક ટીપું લઈ લઉં, વળી બીજું, વળી ત્રીજું, એમ એવું કેટલીક વાર થયા કર્યું પરંતુ આખરે તેની ખાતરી થઈ કે હું ઘણા દુઃખમાં પડ્યો છું, અને જો ગુરૂ મહારાજના નાખેલા આ ત્રણ રસીવાળા મજબૂત દોરડાને પકડી બહાર નહિ નીકળું તો આ કુવાના ઊંડા પાણીમાં પડી ખચ્ચિત ડુબી મરવાનો. આવો વિચાર કરી મધબિંદુના રસને પડતો મૂકી[1] ગુરૂ મહારાજે નાખેલા ત્રણ રસીએ વહોલા મજબૂત દોરડાને પકડી તે બહાર આવ્યો, અને બહાર આવી બહારના અજવાળાથી જોવા લાગ્યો તો તેની પૂર્ણ ખાત્રી થઈ. એટલે ગુરૂજીને ચરણ પડી પગે લાગી કહેવા લાગ્યો કે ખરેખર તમે મને જીવતદાન આપ્યું, તમારો ઉપકાર વળી શકે એમ નથી.

---

૧. કારણ કે અત્યંત દુઃખનું ભાન થતાંજ માણસ વિષયના અલ્પ સુખને છોડી વૈરાગ્ય તરફ વળી એટલે તેવા સુખ ઉપર અભાવ લાવી, પૂર્ણ સુખની શોધ તરફ વળતા જણાય છે.